# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીપ્રબોધિની એકાદશી વ્રત

વર્ષ ૪ અંક ૮ કારતક સુદ ૧૧, ૨૦૬૭



**અનુક્રમણિકા**


| વિષય | પાન ક્રમાંક |
|---|---|
| ❖ આમુખ | ૧ |
| ❖ ટિપ્પણી | ૨ |
| ❖ ગુરુ શિક્ષા | ૩ |
| ❖ વૈષ્ણવ ધર્મસંસ્થાનું સ્વરૂપ | ૭ |
| ❖ શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી | ૮ |
| ❖ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ | ૧૦ |
| ❖ આશ્રયકો પદ | ૧૧ |
| ❖ Shrimad Vallabhacharya | 12 |






**राग देवगंधार**

आगम जन्म महोत्सवके दिन भयो सबन उत्साह ।

मङ्गल साज करत मनोरथ अपने अपने चाह ।। १ ।।

नित्य नौतन सिङ्गार करत मन बाढ़्यो मोद अथाह ।

आई आई इह भाँति सुहागिनि निरखत वल्लभनाह ।। २ ।।

સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને પ્રબોધિની (દેવોત્થાપન)ની વધાઇ. સાથેજ પ્રથમ શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીગિરિધરજી (સં.૧૫૯૭), દ્વિતીય શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીગોવિંદજી (સં.૧૫૯૯). અને પંચમ શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીરઘુનાથજી (સં.૧૬૧૧)ના પ્રાગટ્યોત્સવની અનેકાનેક વધાઇ. ગોપમાસનો પ્રારંભ પણ આજ પખવાડીયામાં થઇ રહ્યો છે. સાથેજ કાર્તિક સ્નાન નિયમાદિ પૂર્ણ થાય છે. અને આપણા શ્રીગોકુલનરેશ શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીમાન્ શ્રીકન્હૈયા પ્રભુ (સં.૧૯૨૬)નો ઉત્સવ. હવે તો આપણા પ્રાણપ્યારા સર્વદા સેવ્ય ચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુનો પ્રાગટ્યોત્સવ-મહોત્સવની આગમન થઇ રહી છે. સૌ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજમાં અનેરો ઉત્સાહ પ્રવર્તી રહ્યો છે. આપણે સૌ પણ આ મહોત્સવના વધામણા લઇ રહ્યાં છીએ. શ્રીગોકુલેશ પ્રભુના ઘરની આગવી ઓળખાણ છે અનન્યતા. એજ અનન્યતા પર શ્રીગોકુલેશ પ્રભુ આજ્ઞા કરે છે કે :-

એક વાર પંચોલીજીએ પૂછ્યું જે રાજ! અનન્યતા બડો પદારથ. ત્યારે શ્રીગોકુલેશ પ્રભુએ આજ્ઞા કરીઃ હાં હાં અનન્યતા પતિવ્રતા ધર્મ બડો પદારથ છે. અન્ય સંબંધ થોડો પણ બગાડ કરે, વધુ બગાડ કરે તેથી અન્ય સંબંધથી બચવું. સર્પના ડંખ આપણા અંગોમાં થોડો થોડો કરીને વ્યાપી જાય છે, પણ જો જ્યાં ડંખ થયો છે, તે જગ્યાએ ઠામને છરી વડે કાપી નાખીએ તો વીષ ચઢે નહી. તેથી પતિવ્રતા ધર્મ અનન્ય ધર્મ બડો પદારથ બડો છે, તેનું રક્ષણ કરો.

વળી એક સમયે આપશ્રીએ સ્વસુખે શ્રીમુખે આજ્ઞા કરી કે એક ઝાડોલમાં શ્રીહરિનું સ્વરૂપ હતું. ત્યાં એક મહાદેવનો અનન્ય ભક્ત આવ્યો અને એક શ્રીહરિના સ્વરૂપનો અનન્ય સેવક આવ્યો. ત્યારે પહેલી પૂજાએ મહાદેવના ભક્તએ કરી, ત્યારે શ્રીહરિના સ્વરૂપનો અનન્ય સેવક કહેવા લાગ્યો કે, દેખો તમે જે ધૂપ કરી છે, તેમાંથી જે ધૂપ-વાસ નીકળશે ત્યારે શું કરશો ? ત્યારે તે મહાદેવના ભક્તે શ્રીહરિના સ્વરૂપના નાકમાંના બન્ને છીદ્રમાં રૂની ડાટ લગાડ્યા અને કહ્યું કે જે મારી શ્રીમહાદેવની સામગ્રી આ શ્રીહરિ લઇ જાય. આ દેખીને શ્રીહરિનો સેવક પ્રસન્ન થયો. અનન્યતા ટેક એસી ચાહીએ.....

ધૂપ શ્રીમહાદેવને પ્રિય છે, તેને પ્રજ્વલિત કરીએ ત્યારે ને વાસ (સુગંધ) નીકળે તે પ્રિય છે, તેથી જ્યારે મહાદેવના ભક્તને શ્રીહરિના સેવકે જતાવ્યું ત્યારે શ્રીહરિના નાસિકામાં રૂની પુમડી લગાવી, જેથી શ્રીહરિ તેના પ્રિય શ્રીમહાદેવને પ્રિય ગંધનો આનંદ ન માણી શકે. એવી અનન્યતા તે ભક્તમાં હતી.....શ્રીગોકુલેશ પ્રભુના મહોત્સવની આગમ વધાઇ...

**राग कान्हरो** :- महा उत्सवको महा उत्सव भयो तब आयो शुभ दिन जीवनजीको ।। मंगल मंगल महा उत्सव उत्सव करे अचल अचल सुहाग सब सुखदाई जीको ।। १ ।। परम उदार महा उदार रायही उदार राय आनंद महा आनंद निस सबहीको ।। पूरन मनोरथ देखी आशिषन आशिष दई श्रीगोकुलेशजीको ।। २ ।।

ભાવત્ક :- દાસ ગોપાલ અને જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## ।। શ્રીગોકુલેશો જયતિ ।।

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૭ કારતક સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૭ કારતક વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

નવેમ્બર ૧૭ ૨૦૧૦ થી ડિસેમ્બર ૧ ૨૦૧૦

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-કારતક સુદ | બુધ | નવેમ્બર-૧૭ | **શ્રીપ્રબોધિની એકાદશી વ્રત**<br>ભદ્રા સાયંકાલ ૬.૩૬ સુધી, તેથી ભદ્રા પર્યંત દેવ-ઉત્થાપન કરવું. |
| ૧૨ | ગુરુ | ૧૮ | પ્રથમ શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીગિરિધરજીનો પ્રાગટ્યોત્સવ (સં.૧૫૯૭)<br>પંચમ શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીરઘુનાથજીનો પ્રાગટ્યોત્સવ (સં.૧૬૧૧) |
| ૧૩ | શુક્ર | ૧૯ | |
| ૧૪ | શનિ | ૨૦ | |
| ૧૫ | રવિ | ૨૧ | ગોપમાસ પ્રારંભ, કાર્તિક સ્નાન નિયમાદિ પૂર્ણ |
| ૧-કારતક વદ | સોમ | ૨૨ | |
| ૨ | મંગળ | ૨૩ | |
| ૩ | બુધ | ૨૪ | |
| ૪ | ગુરુ | ૨૫ | |
| ૫ | શુક્ર | ૨૬ | |
| ૬ | શનિ | ૨૭ | |
| ૭ | રવિ | ૨૮ | |
| ૮ | સોમ | ૨૯ | દ્વિતીય શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીગોવિન્દજીનો ઉત્સવ (સં.૧૫૯૯) |
| ૯ | મંગળ | ૩૦ | |
| ૧૦-૧૧ | બુધ | ડિસેમ્બર-૧ | **શ્રીગોકુલનરેશ શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીમાન્ કન્હૈયા પ્રભુનો ઉત્સવ (સં.૧૯૨૬)** (આપણા ઘરની રીતિ અનુસાર ઉત્સવ કરવો) |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં. ટીપ્પણી તે પીઠનો આદેશ સમાન મુખપત્ર છે.*

**સ્નેહથી સર્વ સમયે સર્વદોષ મટતા હોવાથી, ભગવાનની સેવામાં મનના દોષો મટે છે.**

(શ્રીસુબોધિનીજી ૩-૨૬-૨૮)

।। શ્રીગોકુલેશો જયતિ ।।

# ગુરુ શિક્ષા

## ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

...ગતાંકથી આગળ

**શરણમાર્ગ :-**

શરણમાર્ગ માટે આટલું સમજો, વિવેકધૈર્યાશ્રય અને કૃષ્ણાશ્રય એ બે ગ્રંથોનો સૌથી પહેલાં અભ્યાસ કરો કેમ કે નવરત્ન એ તો સેવા કરનારાની ચિંતા માટે જોડાયેલો ગ્રંથ છે અને મહેરબાની કરી તેનો ઉપયોગ સોમ, મંગળ, બુધ, શનિની સાથે ન જોડશો અને બીજી એક મહેરબાની કરજો જાણ્યે અજાણ્યે લોકો તમારી પાસે પાપ કરાવે છે કે અમુક ગ્રહ માટે અમુક આચાર્યનું શરણ સપ્તાચાર્યમાંથી લેવું અને અમુક આચાર્યને અમુક ગ્રહ સાથે જોડો તેવું પાપ પણ કરતા નહિ. આ બધા આચાર્યો તો નિર્ગુણ કોટીના સ્વરૂપો છે અને આ સ્વરૂપને આધ્યાત્મિક સ્તરના કોઈ નક્ષત્ર કે ગ્રહ સ્પર્શતા નથી અને તેવી જ રીતે આત્મવિશ્વાસ અને આત્મસાહસ કેળવો કે તમે જે દ્વારના છો તે દ્વારના મૂળ પુરૂષનું સ્મરણ કરીને એ સ્વરૂપમાં એટલી બધી આસક્તિ અને વિશ્વાસ રાખો કે એ દ્વારભૂત મૂળપુરૂષ એટલો બધો સમર્થ છે કે તે તમારા તમામ જે લૌકિક કષ્ટો છે તેની નિવૃત્તિ કરી શકે છે તે બાબતમા જરાય સંદેહ નથી. તેથી દ્વારભૂત મૂળપુરૂષમાં વિશ્વાસ રાખજો. પુષ્ટિમાર્ગમાં અત્યારે જે બીજુ ધતીંગ ચાલી રહ્યું છે તે પૈસા કમાવવાનું, સુદર્શનકવચ અને યમુનાકવચ. આ બધાથી મહેરબાની કરીને દૂર રહેજો.

સુદર્શનકવચ એ શ્રીમહાપ્રભુજીની રચના નથી. કાત્યાયનીને બીજા અન્ય વ્રતોએ બધાથી સાવધ રહેજો અને એ બધા જે તમને બતાવી રહ્યા હોય તે બધાને કહો કે શ્રીમહાપ્રભુજીની વાણીનું પ્રમાણ તમને તેમાં બતાવી દે પછી અમે બધું કરવા તૈયાર છીએ. અગર શ્રીમહાપ્રભુજીની વાણીનું પ્રમાણ મળતું હોય તો કશો વાંધો નહી. મહાનુભાવ ભક્તોની વાણી, જે આપણે ત્યાં પદ-કિર્તનરૂપમાં ઉપસ્થિત છે તે કોઈ જગ્યાએથી લાવી મને બતાવી દો કે તેમાં અત્યારે ચાલી રહેલા આ વ્રતકવચ ક્યાં છે? હું પુનઃ પુનઃ તમને વિનવું છું અને કહી રહ્યો છું કે પુષ્ટિમાર્ગને લઈને જો તમે તમારી વૃત્તિઓ પર કાબુ ન રાખી શકતા હો તો મહેરબાની કરી પુષ્ટિમાર્ગને છોડી દેજો. શ્રીમહાપ્રભુજી અને પુષ્ટિમાર્ગનું નામ બદનામ ન કરો, એને સ્વસ્થ રહેવા દો અને જે કંઈ મુઠ્ઠીભર સાચા પુષ્ટિમાર્ગીઓ છે તેમને સાચા રસ્તે જવા દો. એમને ભટકાવો નહી, મહેરબાની કરીને. તેથી વિવેકધૈર્યાશ્રયથી, શ્રીકૃષ્ણાશ્રયથી તમે એક વખતે તમારા ચિંતનનું સ્વરૂપ સમજો. અવિવેક દૂર કરવા માટે તમને વિવેક જરૂરી છે. અધિરતા છોડવા માટે ધૈર્ય જરૂરી છે અને બીન-આધારપણાંના કારણે તમને આશ્રયની જરૂર છે. વિવેક, ધૈર્ય અને આશ્રય એ ત્રણેને જરૂરથી વિગતવાર સમજી લેવાની જરૂર છે. જો તમે વિવેકધૈર્યાશ્રયમાં સમજણ કેળવશો તો જ તમે શરણમાર્ગ પર અગ્રેસર થઈ શકશો અન્યથા શરણમાર્ગ પર અગ્રેસર નહી થઈ શકો.

વિવેધૈર્યાશ્રયમાં ચાર ચાર પાસા છે. એ સંપૂર્ણ બારેબાર પાસાને સમજી લેશો તે પ્રમાણે કૃષ્ણાશ્રયની પણ એ રીતે વ્યવસ્થિત સમજૂતી મેળવી લીધા પછી શ્રીમહાપ્રભુજીનો શરણમાર્ગ-પ્રપતિમાર્ગ મેળવો. એ શરણમાર્ગમા ભારતનું

સૌથી વધારે દુર્ભાગ્ય છે કે આજનો વ્યક્તિ નૈતિકતા વગરનો થઈ ગયો છે. નૈતિકતાનો આભાવ આજે ડગલેને પગલે જોવા મળે છે. આપણાં રોમ રોમમાં નૈતિકતાનો અભાવ પ્રક્ટી રહ્યો છે. મારા શબ્દોમાં હું કહીશ તો lack of morality spiritual crisis ઘરમાં ઉઠતા-બેસતા, ખાતા-પિતા બધા જ ક્ષેત્રમાં આપણે અનૈતિકતાનું વાતાવરણ સર્જી રહ્યા છે અને આપણા બાળકોને પણ આપણે એ શીખવાડી રહ્યા છે. આ ભારતનું આજે દુર્ભાગ્યપૂર્ણ ચિત્ર છે. ભારતનો આજે દરેક વ્યક્તિ પોતાનો આત્મબોધ ભૂલી ગયો છે આપણો ભૂતકાળ નિશ્ચિત સોનાની લગડી હતી તેમા સંદેહ નથી પણ આપણો વર્તમાન લોખંડ કરતાંય ગયો ગુજરેલો છે તેટલું તમે યાદ રાખજો.

**નિત્ય-નિયમ :-**

તમારા સામાજીક કે બાહ્ય જીવન માટે મારુ કંઈ જ કથન નથી કેમ કે તે મારો વિષય નથી તેથી તેમાં મારો હસ્તક્ષેપ નથી. હું તો એટલું કહીશ કે ઘરની સીમારેખામાં તમારૂ ગળું દબાવીને કોઈપણ વ્યક્તિ તમને મજબૂર બનાવતી નથી. ઘરની બહાર જઈને દુનિયાની રીતે વર્તો તેનો કંઈ જ વાંધો નથી પણ ઘરમાં કમસેકમ જો કંઠી પહેરી છે, શરણાગતિનું જો જીવન જીવવા માંગો છો અને જો પસંદગી છે તો આડંબરરહિત અસદ્જીવનથી દૂર રહીને એક સ્વસ્થ ભગવદ્મય જીવન જીવવાની દિનચર્યા કેળવવા પ્રયત્ન કરો. એક નિયમ લેજો કે કમસેકમ તમારા ઘરમાં દરરોજ સાંજે જે સમય આપણને અનુકુળ હોય તે ૨૦ મિનિટ (ટી.વી. અને કોમ્પ્યુટર રાક્ષસથી દૂર રહીને) આબાલ-વૃધ્ધ બધા કે જે ઘરમાં રોટલા ખાઈ રહ્યા છે તે બધા સાથે બેસીને ભગવદ્વાર્તા કરો. ફક્ત ૨૦ જ મિનિટ. ૨૧મી મિનિટ પણ નહી. પરંતુ ૨૦ મિનિટ તમારા ઘરની દિનચર્યામાં એવી હોવી જોઈએ કે બધા જ બેસીને સત્સંગ શ્રીમહાપ્રભુજીના ષોડશગ્રંથ અથવા વાર્તાના રૂપમાં જાય. સ્વસ્થ સત્સંગ ૨૦ મિનિટ પણ ચાલવો જ જોઈએ. આ શરણાગતિના જીવન માટે આવશ્યક નહિ પરંતુ અતિઆવશ્યક છે.

સવારે તમે ઉઠો અને રાત સુધીમાં સમયની મર્યાદા મારી નથી પણ નિશ્ચિતપણે ઘરની દરેક વ્યક્તિએ શ્રીસર્વોત્તમ, શ્રીનામરત્નાખ્ય, શ્રીગોકુલેશાષ્ટોત્તરશત નામાવલી, શ્રીયમુનાષ્ટક તથા શ્રીકૃષ્ણાશ્રયના પાઠ કરવા જોઈએ. શ્રીસર્વોત્તમ એ સર્વપ્રથમ છે. શ્રીમહાપ્રભુજીનું નામ તમારી જીભને સ્પર્શ નહીં કરે ત્યાં સુધી શ્રીકૃષ્ણ અને શ્રીયમુના બધા તમારાથી દુર જ રહેશે એટલે તમે સીધા યમુનાષ્ટક પર છલાંગ લગાવી દો છો મહાન ભૂલ કરી રહ્યા છો. શ્રીમહાપ્રભુજીનું નામસ્મરણ સૌ પહેલાં કરો. શ્રીમહાપ્રભુજીના નામસ્મરણથી શ્રીમહાપ્રભુજીનું સ્મરણ કરો, શ્રીયમુનાષ્ટકથી શ્રીયમુના મહારણીની સ્તુતિ કરો અને શ્રીકૃષ્ણાશ્રયથી શ્રીકૃષ્ણની સ્તુતિ કરો. આ ત્રણ જ પુષ્ટીમાર્ગના મૂળ તત્વો છે એટલે આ સ્મરણ પણ એક અષ્ટાક્ષરની માળા, તમારી થવી જોઈએ. કોઈપણ સમયે સવારથી લઈને રાત સુધીમાં સુવો ત્યાં સુધીમાં જો તમને શરણાગતિના માર્ગની એક કંઈક આછી છાપ પણ તમારા જીવનમાં રાખવી છે તો આટલું અનિવાર્ય છે.

જો તમારૂં પાંચ વર્ષનું બાળક હોય, એને સૂતા પહેલાં તમે દસ વખત કમસેકમ (અષ્ટાક્ષર) કૃષ્ણનું નામોચ્ચાર કરાવો. હું અહીં મંત્રની વાત નથી કરી રહ્યો પણ પ્રભુ શ્રીકૃષ્ણના નામોચ્ચારની વાત કરું છું. તમારે ત્યાં મંત્રધ્વનિ ચાલે છે. **શ્રીમહાપ્રભુજીની દષ્ટીએ મંત્રનું જ્યારે સાર્વજનિક રૂપે ઉચ્ચારણ થાય ત્યારે તેમાંથી મંત્રપણું જતું રહે છે.** અષ્ટાક્ષર મંત્ર હોય કે બીજો કોઈપણ મંત્ર હોય તેની સામુહિક ધ્વનિ ન થવી જોઈએ અને તેને ગુપ્તતાથી જ જપ કરવો જોઈએ.

તમારે સામુહિક પાઠ કરવા હોય તો સ્તુતિ પાઠ છે, સ્તવન પાઠ છે એ બધાનો પાઠ કરો પણ મંત્રનો ઉચ્ચાર એવી રીતે ન થાય. એવી જ રીતે સર્વોત્તમ મંત્ર માટે છે સર્વોત્તમ સ્તોત્ર નથી પણ સર્વોત્તમ મંત્રાત્મક સ્તોત્ર છે. સર્વોત્તમ ૩૫ શ્લોકનો બનીને એક મંત્ર થાય છે અને એના અંતમાં દાદાજી(શ્રીગોકુલેશ પ્રભુચરણ) આપણને આજ્ઞા કરે છે કે જ્યાં સુધી સર્વોત્તમ મંત્ર ન આવડે ત્યાં સુધી શુદ્ધ ઉચ્ચારણથી, મોટેથી તેનો ઉચ્ચાર થઈ શકે **પરંતુ જ્યારે એકવાર શુદ્ધ ઉચ્ચારણ યાદ રહી જાય તો તેનો ગુપ્તપણે જપ કરવો જોઈએ.**

દસ વખત અષ્ટાક્ષર મંત્રનો જાપ કરવો અને જે લોકો દાદાજીના ઘરના સેવક છે એમનાં ઘરમાં એક અનિવાર્ય નિયમ કરે કે એમના ઘરનું ચાર-પાંચ વર્ષનું બાળક પણ જ્યારે ઘરની બહાર પગ મૂકે તો જૈ જૈ શ્રીગોકુલેશ કહીને મૂકે. ઘરમાં પાછો પણ પગ મૂકે તો જૈ જૈ શ્રીગોકુલેશ કહીને મૂકે. ઘરમાં જે વ્યકિત સવારે ઉઠે અને સવારે જેની સામે આવે તે સૌથી પહેલા જૈ જૈ શ્રીગોકુલેશ કરે અને સૂતી વખતે જૈ જૈ શ્રીગોકુલેશ કરે અને તેની સાથે શ્રીગોકુલેશનુ સ્મરણ કરાવી તેને દસ વખત નાના બાળકને અષ્ટાક્ષર મંત્રનું ઉચ્ચારણ કરાવો અને એ બાળકને અષ્ટાક્ષર કંઠી પણ ત્યારે જ લેવડાવો કે જ્યારે એ દસ વર્ષનો યોગ્ય ઉચ્ચારણ કરતો થઈ જાય અને તે પહેલા કંઠી ન અપાવવી જોઈએ. એ મારો સુઝાવ તમારી સમક્ષ મૂકી રહ્યો છું અને એ રીતે સૂતા પહેલા એક અષ્ટાક્ષરની માળાનો નિયમ થવો જાઈએ.

**કૃષ્ણ એવ ગતિર્મમ:-**

ભગવાને જ્યારે યોગની વ્યાખ્યા કરીને ગીતામાં બહુજ વ્યવસ્થિત રીતે આપણને સમજાવે છે:

**युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु। युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा।।**

તમારા આહાર વિહારને શુદ્ધ રાખો, અમારા વ્રજમાં એક કહેવત છે 'અગર પેટ જુઠા હો જાયે તે કોઈ બાત નહી, હડ્ડીયા જુઠી નહી હોની ચાહીએ' પેટ જુઠુ થશે તો બહુ તકલીફ નહી થાય પણ હાડકા જૂઠા થઈ જશે તો બરબાદીનો રસ્તો આવી જશે. એજ વિનંતી છે કે જો જીભ પર કંટ્રોલ લાવી શકાય તેમ નથી તો કમસેકમ એ જૂઠનને પેટ સુધી જ રહેવા દેજો. તમારા ઘરના રસોડાને જૂઠું ન થવા દેતા. આપણા ઘરમાં કમ સે કમ એવા પદાર્થો ના બનાવશો કે ના પકાવશો કે જેનાથી તમારી ઘરની પવિત્રતા કે વૈષ્ણવતા નષ્ટ થઈ જાય. પેટને જૂઠું થવા દેજો પણ આપણા ઘરની બધી થાળીને જૂઠી ન કરશો. જૂઠું થયેલું પેટ તો કોઈ દિવસ શુદ્ધ થઈ જશે પરંતુ જો હાંડી જૂઠી થઈ જશે તો આખુ ઘર બરબાદ થઈ જશે. તેથી એ નિયમ રાખીએ કે આહાર શુદ્ધ રાખીએ.

આપના જીવનને સાત્વિક રાખો. આડંબર વિનાનું રાખો, કમસેકમ ઘરના વિષયોમાં આપ અસત્ય ન બોલો. હું જાણું છું કે બહાર તમે જૂઠુ બોલ્યા વગર ચલાવી શકવાના નથી કેમકે તમારા સમાજે એક એવો ઢાંચો બનાવ્યો છે કે જેમાં તમે જૂઠ અને જૂઠા આચરણ વિના રહી શકતા નથી. **हर इन्सान को आपके समाजने मजबूर कर दिया है के वो दो मुँह से जीये, आपके अंदर कुछ ओर है ओर बाहर कुछ और है** મને તેનાથી કાંઈ તકલીફ નથી. મને એટલે જ કહેવાનુ છે કે તમારૂં શ્રીમહાપ્રભુજીની સમક્ષ અને તમારા સ્વામી શ્રીકૃષ્ણની તરફ સિર્ફ એક મોં રહેવું જોઈએ તેમાં બેઈમાની નહી ચાલે. એથી ઘરમાં એક સાદગીના વાતાવરણમાં એક સત્યપ્રકારના વાતાવરણમાં સાત્વિક પ્રકારથી જેટલું થઈ શકે તેની કોઈ સીમા નથી હોતી, કે તેની કોઈ વ્યાખ્યા નથી હોતી. જેટલુ સંભવ થઈ શકે તેટલુ સાત્વિક જીવન તમારૂં રાખો.

ખાનપાન તમારૂં શુદ્ધ રાખો, શ્રીસર્વોત્તમ, શ્રીયમુનાષ્ટક અને શ્રીકૃષ્ણાશ્રયનો પાઠ અવશ્ય કરો. રાત્રે સૂતા પહેલાં એક અષ્ટાક્ષરની માળા થવી જ જોઈએ, ભગવદસ્મરણ થવું જ જોઈએ અને તેનાથી વધારે જો થઈ શકતું હોય તો જેટલું થઈ શકે તેટલુ શ્રીદયારામભાઈના સાહિત્યનું અધ્યયન (પણ) કરવું જોઈએ.

ભક્તકવિ શ્રીદયારામભાઈ એક એવું રસાયણ છે કે તે જેટલું તમારી આંખોમાંથી તમારા હૃદયમાંથી વહેશે તેટલું તમારૂ કલ્યાણ જ થશે, મંગલ થશે. તે કેવળ ગાવાની બાબત નથી, તે અભ્યાસ કરવાની બાબત છે. આપ શ્રીદયારામભાઈનો અભ્યાસ કરો, તેના સાહિત્યનું અધ્યયન કરો. પ્રાચિન સમયમાં એવું હતું કે જે વૈષ્ણવો વલ્લભાખ્યાનના પાઠ ન કરે ત્યાં સુધી તેઓ જળ લેતા ન હતા, આજની વાત જુદી છે. એથી આ મારી બધી બાબતોનું આચરણ પુરૂષવર્ગમાંથી કેટલા કરશે તે નવાઈની બાબત રહેશ, પરંતુ માતાઓ, બહેનો અને બેટીઓને એટલું જ કહેવા માંગુ છું કે કમસેકમ એમના નાના બાળકોમાં એ સંસ્કાર રેડજો, જો આ સંસ્કારી બાળકના અઠાર વર્ષની ઉંમરે કદાચ કદમ લડખાડાશે તો પણ એક મારી ગેરંટી લખી લેજો કે તે ૬૦-૬૫ વર્ષની ઉંમરે ગમે ત્યારે ઘરની દેરી પર પાછો જ ફરશે. એટલે **संस्कार देना मत भूलिये. भटकना अपने हाथमें नहिं है, वो तो भगवद् इच्छाका एक खेल है, वो घटित होता रहेता है.**

તમારૂં કર્તવ્ય છે એને આઠ-દસ વર્ષની ઉંમર સુધી સંસ્કાર આપવાનું કારણ આઠ-દસ વર્ષની ઉંમર સુધી બાળકની બધી ચેતનાનું ઘડતર થઈ જ જતું હોય છે. તેની ઘડાઈ પછી નથી થવાની એટલે જે પણ કંઈ ખેલ થવાના છે તે બધા આઠથી દસ વર્ષની ઉંમરમાં જ થઈ જશે અને આજનું આધુનિક મનોવિજ્ઞાન પણ આજ વાત કરી રહ્યું છે. આઠ-દસ વર્ષની ઉંમર સુધી બધી ચેતના વિકસિત થાય છે. તેથી માતાઓ, બહેનોને મારી વિનંતી કે તેઓને વધારેમાં વધારે સ્નેહ, સંસ્કાર આપશો અને એજ બાળકોને અપાયેલ સંસ્કાર નિશ્ચિત આશાનું એક કિરણ અમને આપી શકશે એવું હું માનું છું. તેથી આડબંરરહિત જીવન વડે કૃષ્ણ એવ ગર્તિમમ ને પકડશો તો કોઈ સંદેહ નહી થાય.

**सर्वमार्गेषु नष्टेषु....(श्रीकृष्णाश्रय)**

લાભ પૂજા : આ લાભપૂજાથી પુષ્ટિમાર્ગને બચાવી લેજો.

દ્રઢ ઈન ચરણન કેરો ભરોસો.....

જય જય શ્રીમહાપ્રભુ ચરણકમલેભ્યો નમઃ, જય જય શ્રીગોપીનાથપ્રભુ ચરણકમલેભ્યો નમઃ, જય જય શ્રીવિઠ્ઠલનાથપ્રભુ ચરણકમલેભ્યો નમઃ, જય જય શ્રીગિરિધરપ્રભુ ચરણકમલેભ્યો નમઃ, જય જય શ્રીગોવિંદપ્રભુ ચરણકમલેભ્યો નમઃ, જય જય શ્રીબાલકૃષ્ણપ્રભુ ચરણકમલેભ્યો નમઃ, જય જય શ્રીગોકુલનાથપ્રભુ ચરણકમલેભ્યો નમઃ, જય જય શ્રીરઘુનાથપ્રભુ ચરણકમલેભ્યો નમઃ, જય જય શ્રીયદુનાથપ્રભુ ચરણકમલેભ્યો નમઃ, જય જય શ્રીઘનશ્યાનપ્રભુ ચરણકમલેભ્યો નમઃ

**શ્રીગોકુલનાથ કી જય,**

સંકલનઃ- સિદ્ધાંત વિમર્શ! માંથી સાભાર.....



# વૈષ્ણવ ધર્મસંસ્થાનું સ્વરુપ

**(લેખક :- શામજી લવજી ભીમડીવાળા વ્યવસ્થાપક-યોગબલમંત્રાલય, ઘાટકોપર)**

પ્રિય વાચક, બહારના અનુષ્ઠાનો અથવા મતોથી કાંઇ ધાર્મિક સંસ્થાઓ બનતી નથી. હૃદયના ધર્મ ભાવથી જ તે બને છે. પૂર્ણ મનુષ્યત્વ સિવાય પૂર્ણ અને નિર્દોષ ધર્મ આવતો નથી. જ્ઞાન, વિવેક, હૃદય અને ઈશ્વરનિષ્ઠાને વિકસિત કરીને મનુષ્યની સર્વ પ્રકૃતિની ઉન્નતિ કરવી જોઇએ. આપણો ધર્મ માણસની પ્રકૃતિની વિશેષતાનો નાશ ન કરતાં તેની ઉન્નતિ કરે છે. આપણા ધર્મના અનુસારીઓએ મહાન્ શ્રીમદ્વલ્લભાચાર્યજીના ઉપદેશને આધારે ચાલવાને અને ખરેખરા વૈષ્ણવ થવાનો પ્રયત્ન કરવો જોઇએ.

ગમે તો સત્ય આપણા ધર્મગ્રન્થોમાંથી મળતું હોય અને બીજી જગ્યાએથી મળતું હોય તો પણ તેને ગ્રહણ કરવું એ આપણા ધર્મને અનુસરતું કાર્ય છે. સત્ય જેઓ શોધીને મેળવે છે, તથા તે પર પ્રેમ રાખે છે, અને તેને પોતાના જીવનમાં ઉતારે છે, તેઓ જ સ્વતંત્ર વિચારક છે. આ ખરી સ્વતંત્રતાથી જેટલા દૂર રહીએ તેટલું જ અસત્ય આપણામાં વધુ ભરાઇ રહેશે અથવા દાખલ થશે. આપણા ધર્મના અગ્રેસરોએ એક એકનું ભલું કરવાપર લક્ષ આપવું જોઇએ, તેઓએ એક બીજાના દુ:ખમાં ભાગ લેવો જોઇએ, તેઓએ એક બીજાને સદુપદેશ આપવો જોઇએ. બળવાનોએ દુર્બળને, અને ધનવાનોએ ગરીબોને મદદ આપવી જોઇએ. આપણા ધર્મ બન્ધુઓ સિવાય પ્રત્યે પણ આપણું એ કર્તવ્ય હોવું જોઇએ જેથી સત્ય સર્વત્ર ફેલાય જેથી જનસમાજ ધર્મના ઉચ્ચ આદેશમાં આવી સુધરે, એવો પ્રયત્ન ધર્મનિષ્ઠોની સંસ્થાએ કરવો જોઇએ.

ખરી રીતે વિચારીએ તો શુદ્ધ હૃદયના સ્પષ્ટ વક્તાઓ જ ધર્મના ખરા મિત્રો છે, તેઓ જ પરમાત્માના ખરા ભક્તો છે. તેઓ જ મનુષ્ય હિતના ખરા પ્રેરકો છે. અગાઉના આપણા ધર્મવીરોમાં પણ એવા હતા કે જેઓ સ્પષ્ટવક્તા હતા, કારણકે તેઓ ચાલતા આવેલા અયોગ્ય રીત રીવાજો અને માન્યતાઓથી જરાપણ બંધાયા ન હતા; જે માણસ સત્યનિષ્ઠ અને પ્રામાણિક છે, અને જેણે એવા ઉપદેશોનું રહસ્ય સમજવાનો પ્રયત્ન કર્યો છે, તે માણસ જરૂર તેમની સત્યતા અને કયા નિયમોપર તે ઉપદેશનો આધાર છે, તે સર્વ બરાબર રીતે સમજ્યા વગર રહેશે નહિ.

ધર્મ તેના ખરા સ્વરૂપમાં મનુષ્યના આત્માને આનંદ આપનાર ઉચ્ચમાં ઉચ્ચ વસ્તુ છે, જ્યારે આપણને ધર્મનો તેના ખરા સ્વરૂપનો અનુભવ થાય છે, ત્યારે આપણને લાગે છે કે તે ધર્મ કદાપિ ઉદાસીનતા અંધકાર કે દુ:ખ ઉત્પન્ન કરશે નહિ, પણ સર્વથા તે શાંતિ, આનંદ અને સુખનો જ આપનાર થશે. તે ધર્મ કોઇના પણ તિરસ્કાર પાત્ર નહિ લાગે પણ સર્વને રુચિકર થશે. ધર્મગુરુઓએ આ સત્ય સિદ્ધાન્તોને બરોબર સમજવા જોઇએ, અને લોકોને તેમના સ્વરૂપસંબંધી જ્ઞાન આપવામાં તેઓએ પોતાના સમય અને શક્તિનો વ્યય કરવો જોઇએ. જો આમ થાય તો કેટલો બધો આનંદ વ્યાપી રહે અને લોકોના હૃદયમાંથી આનંદનો ઉદ્ગાર કેટલો પ્રમાણમાં નિરંતર નિકળ્યા કરે ? શ્રીમદ્વલ્લભાચાર્યજીએ સ્થાપેલા સંપ્રદાયને વખોડવામાં આવે છે, અમુક વર્ગના માણસ અહંકારી અને નીચ અંત:કરણના હોઇને તેઓ ઉદ્ધત થઇને તેની નિંદા કરે છે, અને તેઓના અસાધારણ ચરિત્ર પર કંઇ પણ નજર નહિ રાખતા ઉપહાસ કરે છે, આવો માણસ પણ છે. તેઓને માટે આપણે દુ:ખ માનવાનું નથી. કેમકે તેમનાથી ઘણું કરીને કંઇ હાનિ થતી નથી. ધર્મ એક એવી પ્રિય વસ્તુ છે કે મશ્કરીના શબ્દોથી લોકોનું મન તેના પરથી ઊઠી જતું નથી.

હવે માટે છેવટ કહેવાનું કે આપણા મહાન આગેવાનો (ધર્માચાર્યો)ના રચેલા પ્રાચિન ગ્રંથોમાંથી તેમજ પ્રકૃતિ અને મનુષ્યમાંથી પણ સત્ય ઉપદેશ આપણે ગ્રહણ કરી શકીએ. પોતપોતાના કર્તવ્યનું પાલન એ જ આપણું ધર્મ અનુષ્ઠાન બનવું જોઇએ અને હૃદયને ઈશ્વરમય બનાવે એવા આચાર્યો આપણા શિક્ષકો બનવા જોઇએ....

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૧૧ અશ્વિન ૧૯૭૪માંથી સાભાર ।।*

# શ્રીહરિરાય વાઙ્મુકતાવલી

## ।। પ્રભુપ્રાદુર્ભાવવિચાર: ।।

(અનુવાદક-વિવેચક :- ચિમનલાલ હરિશંકર શાસ્ત્રી)

...ગતાંકથી આગળ

### વ્યૂહવિચાર

**तत्र यादववंशसंबन्धार्थं प्रद्युम्नो देवक्यामुत्पन्न उक्तः, 'देवक्यां विष्णुरूपिण्या'मित्यनेन। भगवताप्युक्तं 'देवक्याः पुत्रतां शुभ' इत्यादि योगमायाज्ञापनसमये। न हि साक्षात् पुरुषोत्तमः पुत्रो भवति, विशुद्धसत्त्व-मधिष्ठायैव तस्य प्रादुर्भावात्। गर्भस्थितिस्तु प्रद्युम्नाशंन। अत एव 'देवकी-जन्मवाद' इति विशेषणं भगवति शुकेनोक्तम्। श्रीमदुद्धवैरपि श्रीनन्दादिमनः समातिये स्वरूपज्ञापमुपदिशद्भिरभिहितं 'न माता न पिते'त्यादि। धर्मरक्षारूपदेवकार्यकारणायानिरूद्ध उत्पन्नः 'मनांस्यासनंप्रसन्नानी'त्यारभ्य जायमानेऽजने'त्यन्तेनोक्तः। सङ्कर्षणोऽपि (यत्र) सात्त्विक कल्पाधिष्ठ तृरूपेण सलिलशायिविष्णुः स्वकलाशेषसहितोऽविद्यानिवृत्तिद्वारा मुक्तिदायकः (तत्र) सर्वफलकर्तृत्वादंविद्याप्रलयकृत्। भगवत्प्रियचिकीर्षया प्रादुर्भूतः, 'निशीथे तदउद्भूतेजायमाने जनार्दन'इत्यनेनोक्तः । अतः एव व्रजे तस्य गमनं गर्भसंकर्पणात्, भगवत्प्रियचिकीर्षायास्तत्रैव पूर्णत्वात्। अतः पूतनादिमारणरूपमविद्यातदध्यसनिवर्तनं तेन रूपेण कृतमिति ज्ञायते। मुक्तिदानं तु वासुदेवादेव। 'आविरासी'दित्यनेन सर्वधर्मसहितः पुरुषोत्तमः प्रादुर्भूत उक्तः। अत एव 'तमद्भुतमित्यादिना तथा रूपमग्रे वर्णितम्। पुरुषोत्तमप्रादुर्भावाभावे केवले प्रद्युम्नांशे तथा रूपाभावादेतद्वर्णनमनुपपन्नं स्यात्।**

<u>વ્યૂહવિચાર</u> : યાદવવંશમાં (પુત્રરૂપે) સંબંધ બાંધવા માટે **પ્રદ્યુમ્નવ્યૂહ** શ્રીદેવકીજીમાં ઉત્પન્ન થયા. 'વિષ્ણુરૂપિણી દેવકીમાં પુત્રરૂપે પ્રગટ્ય' વગેરે વચનોથી એ વાત સિદ્ધ છે. ભગવાને પણ કહ્યું કે 'હે યોગમાયે! હું દેવકીના પુત્રરૂપે પ્રગટીશ' એ ધ્યાનમાં રાખવું કે સાક્ષાત્ પુરુષોત્તમ પુત્ર થતા નથી, એ તો વિશુદ્ધ સત્ત્વ (વાસુદેવ)ને અધિષ્ઠાન (આધારસ્થાન) કરીને જ પ્રગટ થાય છે અને ગર્ભસ્થિતિ તો પ્રદ્યુમ્નસ્વરૂપે જ છે. માટે જ શ્રીશુકદેવજી '**देवकी जन्मवाद**' એવું વિશેષણ ભગવાનમાં યોજે છે. શ્રીઉદ્ધવજીએ શ્રીનન્દાદિના મનનું સમાધાન કરવાને કહ્યું કે 'આ બાલકને માતા નથી તેમ પિતા નથી.' **અનિરૂદ્ધવ્યૂહ** ધર્મરક્ષારૂપી કાર્ય કરવા ઉત્પન્ન થાય છે; અને તે વાત '**मनांस्यासन् प्रसन्नानि**' ત્યાંથી આરંભી '**जायमाने जनार्दने**' ત્યાં સુધીમાં જણાવી છે. **સંકર્ષણ** પણ સાત્ત્વિક કલ્પના અધિષ્ઠાતારૂપે જલશાયી વિષ્ણુ જે શેષ તે સ્વકલાસહિત પ્રગટ થયા છે અને અવિદ્યાનિવૃત્તિ દ્વારા મોક્ષ આપે છે, ત્યાં સર્વનો પ્રલય કરવા સમર્થ તેવા અવિદ્યાનો પ્રલય કરે છે અને ભગવાનનું પ્રિય કરવાને એ પ્રગટ થયા છે, આ વાત '**निशीथे तम उद्भूते जायमाने जनार्दने**' આ શ્લોકથી જણાવવામાં આવી છે.

આ **સંકર્ષણ**વ્યૂહરૂપ દેવકીજીના ગર્ભને ખેંચી માયાએ વ્રજમાં લઇ રોહિણીજીના ઉદરમાં પધરાવ્યા. તેથી તો એ વ્રજમાં ગયા, કારણ એ ભગવાનનું પ્રિય કરવા પ્રગટ્યા હતા, અને એ પ્રિય વ્રજમાં પધારે તો જ થાય, માટે

પૂતનામારણરૂપ અવિદ્યા અને એના અધ્યાસને દૂર કરવાનું કામ આ જ સ્વરૂપે કર્યું, એ જણાય છે. મુક્તિદાન તો **વાસુદેવ**વ્યૂહ જ કરે છે. '**आविरासीत्**' એ શ્લોકથી સર્વધર્મવાળા પુરુષોત્તમનો જ પ્રાદુર્ભાવ વર્ણવ્યો છે, અને '**तमद्भुतम्**' એ શ્લોકથી આગળ ઉપર સર્વધર્મવાળા પ્રભુનું વર્ણન કરેલું છે. જો કેવલ પ્રદ્યુમ્નાંશ જ અહીં પ્રગટ્યા છે અને શ્રીપુરુષોત્તમનો પ્રાદુર્ભાવ અહીં જ થયો જ નથી એમ કહીએ તો '**तमद्भुतम्**' શ્લોકમાં જે બાલસ્વરૂપનું વર્ણન કર્યું છે તે સંભવે નહિં. પ્રદ્યુમ્નાંશમાં એવું રૂપ હોય જ નહિ અને એ વર્ણન સંભવે જ નહિ.

**तत्र सङ्कर्षणे सात्त्विककल्पाधिष्ठातृवासुदेवानुशयनं: च इति शय्यारूपेण दास्यकरणाद्भक्तत्वेन भक्तेष्विव कदाचिन्मूलभूतावेश इत्यावेशचरित्रमप्यत्रास्तीति ज्ञेयम्। अत एव बलस्यानन्तरङ्गलीलासम्बन्धित्वं निरूपितं, मूलरूपावेशात्। परंतु कदाचिदेवावेश:, अन्यथा साम्यसंभवने 'हरेः प्रियचिकीर्षये'तिवाक्यसूचितान्तरङ्गभक्तत्वमपुपन्नं स्यात्। आवेशस्तु भगवतैव 'अहो अमी'त्यादिवाक्यैस्तस्मिन् स्वासाधारणधर्मनिरूपणादवसीयते। एतेन भक्त्येष्वाविश्य येन रूपेण चरित्रं करोति, तदपि रूपमत्रास्तीति ज्ञेयम्। अर्जुनसाहित्येन भारतीयभूभारहरणरूपकार्यकरणार्थं सितकृष्णकेशसङ्कर्षणकलागमनं च अर्जुने भगवति च। 'ताविमौ भगवतो हरेरंशाविहागता'विति वाक्यात्।**

**સંકર્ષણવ્યૂહ અન્તરંગ લીલામાં શાથી** :- સંકર્ષણવ્યૂહમાં સાત્ત્વિક કલ્પાધિષ્ઠાતા વાસુદેવ પોઢે છે, અર્થાત્ ભગવાનની શય્યારૂપે જ દાસ્ય કરવાથી એ ભગવાનના ભક્ત છે. માટે જેમ ભક્તોમાં કોઇવાર મૂલસ્વરૂપનો આવેશ થાય છે, તેવી રીતે આ સંકર્ષણમાં મૂલભૂત શ્રીઠાકોરજીનો આવેશ થાય છે; માટે આવેશ ચરિત્ર આ માનવું. આજ કારણથી શ્રીબલદેવજી સાથે અન્તરંગ લીલાનો સંબંધ જણાવ્યો છે; પરંતુ અંતરંગલીલા-સંબંધ મૂલભૂત પ્રભુના આવેશથી જ છે, એ વાત ભૂલવી ન જોઇએ. આ આવેશ કદાચિત્ જ થઅય છે, હંમેશ નહિ; જો હંમેશ માનવામાં આવે તો પ્રભુની જોડે સરખામણી થઇ જાય, અને સરખાપણું થવાથી ભક્તપણું મટી જાય; અને ભક્તપણું ન રહે તો શ્રીહરિનું પ્રિય કરવાનું આ સંકર્ષણથી બની શકે નહિ/। એટલે '**हरेः प्रियचिकीर्षया**' એ વાક્યમાં જે સંકર્ષણવ્યૂહનું અંતરંગપણું સૂચવવામાં આવ્યું છે તે અંતરંગપણાને વાંધો આવે અને સંકર્ષણવ્યૂહમાં ભગવાનનો આવેશ છે એ '**अहो अमी**' એ શ્લોકમાં શ્રીમુખે આપે જે એમાં રહેલા પોતાના અસાધારણ ધર્મ વર્ણવ્યા છે તેના દ્વાર સમજી શકાય છે.

માટે ભક્તોમાં પ્રવેશ કરીને જે રૂપે આપ ચરિત્ર કરે છે તે જ રૂપ આ શ્રીબલદેવજીમાં છે, એમ જાણવું. અર્જુન સાથે ભારતભૂમિનો ભૂભાર હરવાને સિત અને કૃષ્ણકેશ સંકર્ષણકલા અર્જુન અને ભગવાનમાં આવી; આ વાત '**ताविमो भगवतो हरेरंशा विहागतौ**' એ શ્લોકમાં વર્ણવી છે.

...ક્રમશ:



# શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ

## ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

### પ્રકરણ ૫ – જગત બ્રહ્મથી ભિન્ન નથી

માયાવાદી શ્રીશંકરાચાર્ય બ્રહ્મને સત્ય માને છે અને જગતને વાસ્તવિક રીતે મિથ્યા માને છે. શ્રીમહાપ્રભુજી આ પ્રમાણે માનતા નથી. આપશ્રી આજ્ઞા કરે છે કે જગત્ અને બ્રહ્મનું શુદ્ધ અદ્વૈત છે, તે બેનો માયારહિત અભેદ, અનન્યત્વ છે. બ્રહ્મનું આધિભૌતિક સ્વરૂફ જગત્ છે, માટે બ્રહ્મ અને જગત્ બન્ને રૂપ અનન્ય છે, અભિન્ન છે, જુદાં નથી. સૂત્રકાર પણ '**तदनन्यत्व**' બ્રહ્મસૂત્ર ૨.૧.૧૪-૧૬ કાર્યકારણથી અનન્ય છે, કારણકે શ્રુતિમાં 'આરંભણ' શબ્દ વગેરે શબ્દો આવે છે. પદાર્થ હોય તો જ તેની ઉપલબ્ધિ (પ્રાપ્તિ) થાય છે; જગદ્રૂપી કાર્યની ઉપલબ્ધિ થાય છે, માટે જગત્ છે જ. અને આ જગત્ ત્રણેય કાળમાં હોવાથી બ્રહ્મરૂપ છે. આ અધિકરણમાં એ જ સિદ્ધાન્ત દર્શાવે છે.

બ્રહ્મનાં ત્રણ સ્વરૂપ છે. ૧) પરબ્રહ્મ આધિદૈવિક સ્વરૂપ છે, ૨) અક્ષરબ્રહ્મ આધ્યાત્મિક સ્વરૂપ છે, અને ૩) જગત્ આધિભૌતિક સ્વરૂપ છે. એ ત્રણે સ્વરૂપ અનન્ય છે, અભિન્ન છે. વેદવ્યાસ પણ તત્ત્વસૂત્રમાં '**तदनन्यत्व**' અધિકરણમાં આ પ્રમાને જ કહે છે. જે લોકો '**अनन्यत्व**'નો અર્થ **मिथ्यात्व** કરે છે તેઓ શ્રુતિ અને સૂત્રમાં કહેલા સિદ્ધાન્તને દૂર ફેંકી દે છે. **मिथ्यात्व** નો અર્થ જ સંભવતો નથી. જગત્ મિથ્યા હોય તો ઉપનિષદ્માં જણાવ્યા પ્રમાણે એકના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન સંભવે નહીં; અને એ એક વિજ્ઞાનના સિદ્ધાન્તમાં વિરોધ આવી જાય. વળી જગત્ મિથ્યા છે એમ જો વેદને માનવું હોત તો **'वाचारम्भणं विकारो नामधेयं मृत्तिका इत्येव सत्यम्'** છાંદોગ્યોપનિષદ્ ૬.૧.૪માં વિકાર-કાર્ય-વાણીમાં જ રહ્યો છે, ફક્ત નામ છે, મૃત્તિકા સત્ય છે. (આ પ્રમાણે જગતનું મિથ્યાપણું દર્શાવવાને માટે શ્રુતિ કહેત, પણ તે પ્રમાણે નથી કહ્યું.) એમ તે આજ્ઞા કરત; પણ તે તો એમ પોકાર કરે છે કે **'मृत्तिका इत्येव सत्यम्'** ઘટ પણ માટી જ છે, માટે ઘટ સત્ય છે. **'इति'** શબ્દનો અર્થ પ્રકાર થાય છે. ઘટ માટીનો જ પ્રકાર છે, માટીનું જ રૂપ છે, તેથી માટીથી તેનું અનન્યત્વ છે; ઘટ સત્ય છે; અસત્ મિથ્યા નથી, પણ સત્ છે, રૂપ છે, અનન્ય છે, અભિન્ન છે.

વળી, '**तदेवैतत्प्रकारेण भवतीति श्रुतेर्मतम्**', સિદ્ધાન્ત મુક્તાવલી ૫માં તે જ બ્રહ્મ આ જગતપ્રકાર વડે થાય છે એ શ્રુતિનો સિદ્ધાન્ત છે. વસ્તુ હોય તો જ પ્રાપ્ત થાય. વસ્તુ જ ન હોય તો તેની પ્રાપ્તિ થાય જ નહિ. જગત્ની પ્રાપ્તિ થાય છે; માટે જગત્ સત્ છે, અનન્ય છે. જગત્ સત્ય છે એમ '**सदेव सौम्य इदमग्र आसीत्**', છાદોગ્યોપનિષદ્ ૬.૨.૧ હે સોમ્ય! આ જગત્ પહેલાં સદ્રૂપે જ હતું, '**यदिदं किञ्च तत् सत्यम्**' વગેરે શ્રુતિ આજ્ઞા કરે છે. '**असद्वा इदमग्र आसीत्**' તૈતરીયોપનિષદ્ ૨.૭ આ જગત પહેલાં અસદ્રૂપે હતું. એ શ્રુતિ માત્ર એટલું જ કહે છે કે પહેલાં અન્ય ધર્મ કરી અવ્યાકૃત જગત હતું. '**तदात्मान स्वयमकुरुत**' એ શ્રુતિમાં બ્રહ્મ-આત્મા-પોતે પોતાની ક્રિયા બતાવે છે અને '**आसीत्**' એમાં ત્રીજા પુરુષનો પ્રયોગ કરેલો છે, કાર્ય હંમેશા પોતાના કારણ સાથે સમવાય સંબંધ સહિત જ અસ્તિત્વમાં આવે છે. સંબંધ હંમેશ બેનો જ હોય, તેથી પણ બ્રહ્મ અને જગત્ ઉભયરૂપની અનન્યતા છે. કારણની સાથે સંબંધ રાખ્યા વિના જ કાર્ય ઉત્પન્ન

થાય છે એમ જો માનીએ તો મિથ્યાત્વ પ્રાપ્ત થાય. કેટલીક વાર વસ્તુ હોય છતાં તેના અંગેની પ્રવૃત્તિ તે વસ્તુને સ્પષ્ટપણે બતાવવા માટે કરવામાં આવે છે. કાપડને વીંટાળી રાખ્યું હોય પણ પછી તેને ખુલ્લું કરવામાં આવે ત્યારે વીંટાળી રાખેલું કપડું એ ખુલ્લું કરેલા કપડાથી જુદું હોતું નથી પણ અનન્ય હોય છે.

તે પ્રમાણે જ આવિર્ભાવ તિરોભાવ વડે, પ્રગટ અપ્રગટ થઈને, બ્રહ્મ અને જગતની અનન્યતા છે. જેમ પ્રાણ, અપાન વગેરેનું નિયમન કરવાથી પ્રાણનો ભેદ થતો નથી, તેમ જ બ્રહ્મ અને જગતનો ભેદ થતો નથી. આમ બ્રહ્મ અને જગતની અભિન્નતા અને અનન્યત્વ માનવાથી બ્રહ્મ ભોક્તા અને જગત ભોગ્ય એવો સંબંધ સંભવશે નહિ. એવી શંકા જો કોઈ કરે તો તે બરાબર નથી. કારણકે આપણે જોઈએ છીએ કે કરોળિયો પોતે પોતાની લાળ વડે જાળ કરે છે અને તેની અંદર વિહાર કરી પાછી જાળને પોતાનામાં લઈ પોતે એકલો જ રહે છે.

વળી યોગીઓ અનેક રૂપ ધારણ કરી ક્રિડા કરે છે અને પાછા એકલા રહે છે. તેઓ પોતે જ ભોક્તા અને ભોગ્ય થાય છે, છતાં પણ તેઓ શુદ્ધ રહે છે. લોકમાં જેમ સોનાનું કડું પણ સુવર્ણ છે અને સોનાનાં કુંડળ પણ સુવર્ણ છે, છતાં પણ કડાને કુંડળ કહેવાતું નથી, અને કુંડળને કડા કહેવાતું નથી. તે પ્રમાણે જ ભોક્તા પણ બ્રહ્મ છે અને ભોગ્ય પણ બ્રહ્મ છે, છતાં ભોક્તાને ભોગ્ય કહેવાતું નથી ને ભોગ્યને ભોક્તા કહેવાતું નથી. પૂર્ણકામ બ્રહ્મ જગદ્રૂપ થાય છે, તેનાથી અભિન્ન રહે છે અને ઘણી જાતના વિહાર કરે છે એ બ્રહ્મનું મોટું માહાત્મ્ય છે. આ પ્રકારે શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તમાં કાર્ય કારણનું શુદ્ધ-માયારહિત-અનન્યત્વ છે; અને આ અભેદ સિદ્ધ કરવામાં માયાને-મિથ્યાત્વને-સ્વીકારવાની જરૂર જ રહેતી નથી.



## આશ્રયકો પદ

### શ્રીપુરુષોત્તમચરણ કૃત આશ્રયકૌ પદ

શ્રીવલ્લભ ચરણકમલ શિર નાઉં;

ચિત્ત ઉદ્વેગ રહત મેરે, તનકી તપત બુઝાઉં. ૧

કાહા કરૂં ચિત્ત ચેન ન પરતહેં, તાતે અતિ અકુલાઉં;

બાંહ્ય ગહ્યેકી લાજહી તુમજી, ચરન ગ્રહી સુખ પાઉં. ૨

અબ નિશ્ચે જીયમેં યહ ભઈહે, ઓર ન કાહુ લાઉં;

પુરુષોત્તમ પ્રભુ કરો કૃપા જબ, આપ ચરન લપટાઉં. ૩

**શ્રીગોકુલનાથકી જય**

|| ShriGokulesho Jayati ||

# ShriVallabhacharya

(Expression by Prof. Jethalal G Shah)

...continued

## Validity of Knowledge :-

If Reality as God is one, how is it that the objects like jars are not comprehended as God or a rope is mistaken for a make? Why should truth appear as untruth or as an error? Vallabhacharya explains this by saying that it is due to wrong construction of the intellect. Our intellect is of three kinds- the Sattavika, the Rajas, and the Tamasa. Under the influence of the Sattavika, it will perceive all objects as God without any difference. They will be comprehended as God's being; expressive of God's reality, revailing some special attribute of God, like jarness etc. The objects are many, but they are only diverse form of the one Reality. The intellect under the influence or predominance of the Rajasa quality prevents one form seeing these objects as God's forms. Time is also responsible, along with other accessories, for wront knowledge. The impressions of the object experienced before and retained in the memory are projected on to the object of perception, and the real nature of the object is not cognized. The jars are not comprehended as revealing God, but as different from God. If the intellect is purified and enlightened by the Sattava quality, one will know the jar as God.

Shamkara identifies knowledge with Brahman. Vallabhacharya regards it as God's form and also as His attribute. Being essence of God, it is eternal. He rejects Buddha's theory of the momentariness of knowledge. It has varied stages and conditions, but in all of them, it reflects permenant character of knowledge. The fault lies with the intellect. For the correct knowledge of all things as expressive of God's reality, our intellect should be purified by the study of the scriptures, contact with saintly persons who have themselves realized God, meditation of God's image and devotion of God.

*Existence of God* :- 'God is All in all' in Vallabhacharya's philosophy. He is the ultimate principle. He is self-existent. He is to be known, felt and experienced without requiring any proof for His existence.

Various theories have been advanced, both in the West and the East, to establish the existence of God. The ontological the cosmological and the teleological theories are well known in the West, each endeavouring to prove the existence of God. But can't found them all defective and advanced His moral theory, saying that if there were no God, the moral of the world, would be disturbed and men would go on committing wrongs and injustices to their fellow beings without any fear of punishment. In the East, the Sankhya is silent about God. The Yoga system has introduced God only as a support for meditation. The Nyaya system brackets God with the souls, regarding Him as super soul.

Udayana proves the existence of God by the following arguments: 1) Since the world is an effect, it must have some cause and that is God. 2) There must be some one in the beginning who must have set the atoms in motion and that is God. 3) As the earth remains hanging in space, one must suppose that it must have been hold by God. 4) As this world is created, so it will be destroyed. For its destruction also one must accept God, who is an Agent. 5) Each world has a particular meaning. It must be due to the will of God. 6) The Vedas which deal with merits and demerits affirm that there is God. 7) As the creation of the mass of Atoms depends upon their number at the time of creation, it presupposes some one (God) who must have conceived their number.

All these arguments of the Eastern as well as those of the Western scholars are unavailing. They have been rejected by Shamkara, Ramanuja, Madhava and Nimbarka. Vallabhacharya does not require any proof for the existence of God, because God is self-existent. He accepts only the Shrutis.

The argument based on inference cannot prove the existence of God either by the method of argument or of difference or by the joint method in the absence of another proof. Again how can God, who is infinite and incomprehensible be proved by finite reason? His existence is to be accepted as an axiomatic truth only on the authority of the scriptures which declare that God is self-existent and He is to be realized by knowledge or devotion.

## Nature of Ultimate Reality or Supreme God :-

It is the distinctive character of Sanatana System, based upon the Upanaishadas that they are philosophical, religious and theistic. Philosophy unwedded to Religion is purposeless. Similarly Religion without Philosophy is good for nothing; so the philosophical systems founded on the Upanishads are a mixture of both. Philosophy is concerned with the knowledge of God, the relation of the souls of God, the nature of the world, etc. and religion concerns the way for the realization of God and freedom from worldly bondage. In this sense the Philosophical systems of Shamkara, Ramanuja, Madhava, Bhaskara, Nimbarka and Vallabha are philosophic-religious, though they differ in their conception of Ultimate Reality and the means of realising It.

These philosophical systems are mainly concerned with the problem of evil such as worldly bondage or misery and they mention Work, Knowledge or Devotion as a means for release from it. The Vedanta system of Indian Philosophy concerns itself with the nature of Brahman only. They discuss the natures of individual souls and also the cause of misery. Why do they suffer? Whence are they and why? Who is their ultimate source and why have they been in this world as souls? In their attempt to satisfy the above queries they have discovered that the souls themselves are not independent. They owe their existence to some supreme principle who is the cause of the world and souls--of matter, and life. The souls in their embodied forms as egos forget their real nature and their relation to God and consequently suffer.

As stated previously, Vallabhacharya bases His philosophy mainly upon the Upanishadas texts, supported by the Gita, the Brahmasutras and the Bhagavata. He has explained fully His concept of God, in two commentaries called the 'AnuBhashya' on the 'Brahmasutras' and the 'Subodhini' on the Bhagavata. He also discusses His philosophical concepts of God, the world, the souls and liberation etc. independently. His second son Vitthaleshji (ShriGusaiji), and descendants Purushottamji, Yogi Gopeshwarji, Giridharji, and other have elucidated this philosophy in independent works as well as in their commentaries.

ShriVallabha is a theistic philosopher. He believes in one God. Various deities are particular aspects or expressions of His Reality. God in the Upanishadas is known as Brahman, in the Gita as Krishna, Vasudeo or Isvara and in the Puranas as Parmeshvara or Parmatman. Although it is known by these different names it signifies the sense of Supreme God or Brahman. According to Him, Brahman has three forms: 1) *Svarupa* - Original form, 2)*Karana* - as an effect. As *Svarupa*, it is Purushottama, transcendental or ultimate reality, *Akshara* the immutable one, which is the source of manifestation of *Prakriti* (matter) and *Purusha* (soul) and *Antaryamin*, indwelling spiret.

...........to be continued

**** ShriGokulnathki Jai ****



## महोत्सवको पद

राग सारंग

सब उत्सवको उत्सव आयो ।। अति प्रफुल्लित आनन्द मगन मन छिनु छिन बढ़त सवायो ।। १ ।। नरनारी पाटम्बर अम्बर बहुते ढ़ेर लगायो ।। निरमोलिक आभूषन ले ले प्रानप्रिय पहेरायो ।। २ ।। काहु कछु अभिलाष न राख्यो जो जाके मन भायो ।। आरति करि करि निरखि निरखि मुख सबको हियो सिरायो ।। ३ ।। बरस द्योसलों घर घर मङ्गल, मङ्गल साज बनायो ।। वृन्दावन मनोरथ पूरन करि वल्लभ लाड़ लड़ायो ।। ४ ।।